૧૬૫૨



૧૬૫૨

# NOTES ON THE HISTORY OF INDIA.

# ભરતખંડનો સંક્ષિપ્ત ઈતિહાસ.

નડીઆદ.
અમદાવાદી ચકલામાં વાયડા પોળમાં શા૦
રણછોડલાલ ખુશાલદાસના છાપખાનામાં
શા. રતનચંદ કાળીદાસે છાપી પ્રસિદ્ધ કરી.

સંવત ૧૯૩૮ સને ૧૮૮૨.

કીંમત રૂ. ૦-૨-૦

# પ્રકરણ ૧ લું

આપણે આર્ય જાતની શાખા છીએ. આપણા દેશનું નામ આર્યાવર્ત છે. મૂળ સંસ્કૃતમાં ગ્રંથ વેદ છે. તેમાંથી વેદાંગ તથા બીજાં પુસ્તકો છે. આ પુશતકોમાં ઇંદ્ર સૂર્ય વગેરે દેવની પ્રાર્થના છે. આગળ રૂશિયો પશુના ભોગ આપતા. શાક્ય સિંહ નામે રાજપુત્રે કંટાળીને બૌદ્ધ નામે પંથ ચલાવ્યો. તેમાં જીવ હિંસક યજ્ઞ કરવા નહીં, વગેરે સારા બોધ છે. અયોધ્યામાં સૂર્યવંશી દશરથ રાજાને રામ નામે પાટવી પુત્ર હતો. તે જનક રાજાની કુંવરી સીતા સાથે સ્વયંવરથી પરણ્યો. રામ રાજા ઘણા સદગુણી હતા. હસ્તિનાપુરમાં ચંદ્રવંશી પાંડવ રાજ્ય કરતા હતા. તેમણે કૌરવ સાથે ૧૮ દહાડા જુદ્ધ કર્યું, તેમાં પાંડવની જીત થઇ. ઇ૦ સ૦ પુ૦ ૫૦૦૦-પાંડવ પરિક્ષિતને રાજપાટ સોંપી હિમાલય જઇ પરલોક પામ્યા.

# પ્રકરણ ૨ જું.

ઇ૦ સ૦ પુ૦ ૫૧૮ પારથી રાજા દરવેશ ગુસ્તાસ્પે (દારા) હિંદપર હુમલો કર્યો. ઇ૦ સ૦ પુ૦ ૩૨૭ ગ્રીસ દેશના રાજા શિકંદરે જેલમ આગળ પોરસ રાજાને હરાવ્યો. ઇ૦ સ૦ પુ૦, ૩૧૫-૨૯૧ મગધ દેશમાં ચંદ્રગુ-

ન્ત રાજા થઈ ગયો. ઈ૦ સ૦ પુ૦ ૨૯૧-૨૬૩ એનો કું-વર મિત્રગુપ્ત થઈ ગયો. એના પછી અશોક (પ્રીયદર્શી) ગાદીએ બેઠો. એણે બૌદ્ધ ધર્મનો ફેલાવો કર્યો. તથા પરદેશના રાજા સાથે વહેવાર ચલાવી ઘણા હુનરો દેશમાં દાખલ કર્યા. જૈનમત ઈ૦ સ૦ ૬૦૦થી૧૨૦૦ સુધી ચઢતીપર હતો ઈ૦ સ૦ પુ૦ ૨૨૩-૧૯૫ સુધી મૌર્ય વંશી રાજા થઈ ગયા.

## પ્રકરણ ૩ જું.

મગધ દેશમાં મૌર્યવંશ પછી સંગાકુળના રાજાએ ઈ૦ સ૦ પુ૦ ૮૬ સુધી રાજ કરયું પછી કનવા વંશી રાજા ઈ૦ સ૦ ૩૧ લગી થયા. પછી આંધ્ર કુળના રાજા થયા ઈ૦ સ૦ પુ૦ ૫૬ વિક્રમ નામે પર દુઃખ ભંજન રાજા માળવા-માં થયો. એણે વિદ્યાને ઉત્તેજન આપ્યું ને લોકની અવસ્થા સુધારી. એના વંશમાં ભોજ નામે પ્રખ્યાત રાજા થયો. એ વખતમાં ૬ રાજય ઉત્તર હિંદુસ્તાનમાં હતાં. પં-જાબ; દિલ્હી, કનોજ, બંગાલા, મેવાડને ગુજરાત. દક્ષિણનાં રાજ્ય ઈ૦ સ૦ પુ૦ ૫૦૦-૧૧૦૦ સુધી મદુરામાં પાંડ્ય રાજા રાજ્ય કરતા હતા, અને તંજાવરમાં ચોળ વંશી રાજા થઈ ગયા. ચેરા કુળના રાજા ઈ૦ સ૦ ૧ લા સૈકાથી ૧૦

મા સૈકા સુધી ત્રાવણકોર, મલબાર, અને મહીસુરના આથ-મણા ભાગમાં રાજ કરતા હતા. ગોદાવરીને કાંઠે પૈઠણ નગરમાં ઈ૦ સ૦ ૭૭ માં શાલિવાહન રાજા થયો. એણે બ્રાહ્મણોને બૌદ્ધના જુલમથી છોડાવ્યા તેથી એનો શક ચાલ્યો. કલ્યાણ નગરીમાં સોળંકી રાજા ઈ૦ સ૦ ૨૫૦-૧૧૮૨ સુધી થઈ ગયા ગુજરાતમાં છેલો કરણ વાઘેલો થયો. ને રાજ્ય મુસલમાનોએ છીન્યું. વરંગળનું મોટું રાજ્ય (આંધ્ર રાજ્ય) હતું. ઓઢીયા પ્રાંતમાં કેસરી રાજા ઈ૦ સ૦ ૧૧૩૧ સુધી થયા ને કટકમાં ગજપતિ રાજા ઈ૦ સ૦ ૧૫૬૮ સુધી હતા. મેદનીપુર પાસે ગંગા વંશના રાજા થઈ ગયા.

## પ્રકરણ ૪ થું.

ઈ૦ સ૦ ૬૨૨ માં મહંમદ પેગંબરે અરબસ્તાનમાં પોતાનો ધર્મ ચલાવ્યો. ઈ૦ સ૦ ૭૧૨ માં મહમુદ કાશીમે સીંધપર હુમલો કરી દેવળ નગર લુટ્યું. અલપ્તગીને ગીજનીમાં રાજ્ય સ્થાપ્યું. એના જમાઈ સબકતગીને પંજાબપર હુમલો કર્યો જયપાળ રાજાને મહમુદ સુલતાને ઈ૦ સ૦ ૧૦૦૧ માં હરાવ્યો. ને અનંગપાળને રાજ્ય સોંપ્યું. ઈ૦ સ૦ ૧૦૦૪ માં ભાટી

આના રાજાને મહમુદે હરાવ્યો. ઈ૦ સ૦ ૧૦૦૯ માં અનંગપાળ હાર્યો. પછી નગરકોટ જીતી થાણેશ્વરનું દેરૂં લુટયું. પછી કાશ્મીર પર હુમલો કરી કનોજ ઉપર ચઢ્યો ૧૦૦૯. પછી મીરત જીતી મથુરાં લુટયું, ઈ૦ સ૦ ૧૦૧૯ મહમુદે ૧૦૨૨ માં કલીંજર પર ચઢાઈ કરી લાહોર ખાલસા કર્યું આખરે ૧૦૨૪ માં ગુજરાતમાં સોમેશ્વર તરફ ગયો. અહીં એને પુષ્કળ દ્રવ્ય મળ્યું. ઈ૦ સ૦ ૧૧૮૬ માં મહમુદ ઘોરીએ પંજાબ જીતી ઈ૦ સ૦ ૧૧૯૩ માં થાણેશ્વર આગળ જુદ્ધ કર્યું. પૃથુરાજને હરાવી કેદ કર્યો. એ સુલતાને કનોજ કાશી લુટયાં. ૧૨૦૫ માં જંગલી લોકે રાતરે આવી હિંદના પેહેલા પાદશાહને માર્યો

## પ્રકરણ ૫ મું.

મહમુદ ઘોરી પછી કુતબુદીન નામે ગુલામ રાજ્ય કરવા લાગ્યો. એના નામ ઉપરથી નીચે પ્રમાણે ગુલામવંશી રાજા થયા.

૧ કુતબુદીન-૧૨૦૬-૧૨૧૦ ૬ બેરામ-૧૨૩૯-૧૨૪૧
૨ આરામ-૧૨૧૦-૧૨૧૦ ૭ મસુદ-૧૨૪૧-૧૨૪૬
૩ અલ્તમસ-૧૨૧૦-૧૨૩૫ ૮ નાસરૂદીન-૧૨૪૬-૧૨૬૫
૪ રૂકનુદીન ૧૨૩૫-૧૨૩૬ ૯ બલબન-૧૨૬૫-૧૨૮૭

૫ રજ્યાબેગમ ૧૨૩૬-૧૨૩૯ ૧૦ કૈકુબાદ ૧૨૮૭-૧૨૯૦

જલાલુદીન નામે ખિલજી સરદારે કૈકુબાદને મારી રાજ કરવા માંડ્યું. એના ઉપરથી નીચે મુજબ ખીલજી પાદશાહ થયા.

૧-જલાલુદીન. ૧૨૯૦-૧૨૯૫ ૪-ઉમર. ૧૩૧૫-૧૩૧૬
૨-ઈબ્રાહીમ-૧૨૯૫-૧૨૯૫ ૫-મુબારક. ૧૩૧૬-૧૩૨૦
૩-અલાઉદ્દીનખુની. ૧૨૯૫-૧૩૧૫ ૬ ખુશરૂ ૧૩૨૦-૧૩૨૦

ત્રીજા પાદશાહ અલાઉદ્દીન ખુનીએ એના કાકા-ની ઘાત કરી રાજ કરવા માંડ્યું. એણે ગુજરાત, દોલતાબાદ, વગેરે જીતી લીધાં. એ વંશનો છેલો બાદશાહ ખુશરૂ દમ વગરનો હોવાથી ગ્યાસુદીન તઘલખ રાજ કરવા લાગ્યો. એ વંશના નીચે મુજબ બાદશાહો થયા.

૧ ગ્યાસુદીન તઘલખ.-૧૩૨૦-૧૩૨૫
૨ મહમદ (ગાંડો)-૧૩૨૫-૧૩૫૧
૩ ફીરોજશાહ ૧૩૫૧-૧૩૮૮
૪ ગ્યાસુદીન. ૨ ૧૩૮૮-૧૩૮૯
૫ અબુબકર ૧૩૮૯-૧૩૮૯
૬ નાસરૂદીન ૧૩૮૯-૧૩૯૨
૭ સિકંદર ૧૩૯૨-૧૩૯૨

૮ મહમૂદ ૧૩૯૨-૧૪૧૨

ત્રીજા પાદશાહ ફિરોજશાહે કૂવા, વાવ, તળાવ, બાડીઓ ખોદાવી તથા ધર્મસાળા, પાઠશાળા વગેરે ઇમારતો બંધાવી. આ પાદશાહ પરોપકારી અને દયાળુ હતો. છેલો પાદશાહ મહમૂદ, મરી ગયા પછી દોલતખાંએ બે વરસ રાજ કર્યું. તૈમુરે સને ૧૩૯૮ માં દિલ્હી પર હૂમલો કરીને કતલ ચલાવી, ને તેના સરદાર ખીજરખાંએ દિલ્હી જીતી રાજ કરવા માંડ્યું. સૈયદવંશી પાદશાહ નિચે મુજબ

૧ ખીજરખાં ૧૪૧૪-૧૪૨૧

૨ મુબારક ૧૪૨૧-૧૪૩૩

૩ મહમદ ૧૪૩૩-૧૪૪૩

૪ આલમ ૧૪૪૩-૧૪૫૦

બહીલોલ લોદીએ સૈયદ આલમ પાસેથી દિલ્હી લઈ રાજ કરવા માંડ્યું. એ વંશના નીચે મુજબ પાદશાહ થયા.

૧ બહીલોલ. ૧૪૫૦-૧૪૮૮

૨ સિકંદર ૧૪૮૮-૧૫૧૭

૩ ઇબ્રાહિમ ૧૫૧૭-૧૫૨૬

કાબુલના સુલતાન બાબરે સને ૧૫૨૬ માં પાણીપત આગળ ઇબ્રાહીમને મારી ગાદી લીધી.

## પ્રકરણ ૬ ઠું.

દિલ્હીની પાદશાહી તુટવાથી નીચે મુજબ વિભાગ થયા. ૧ બંગાળા ૨ જુવાનપુર ૩ માળવા ૪ મેવાડ અને ૧૪૪૦ માં માહ રાણો કુંભો થયો. તેણે ગુજરાત અને માળવાના લશ્કરને હરાવી સુલતાન મહમદને કેદ કર્યો. ૫ ગુજરાત ૬ સિંધ ૭ ખાનદેશ. મહમદ તઘલખના વખતમાં દક્ષિણના પાદશાહી લશ્કરે બળવો કર્યો, આખરે હસનગંગુને રાજ મળ્યું. એ સરદાર પેહેલાં ગંગુ બ્રાહ્મણનો ગુલામ હતો તેથી એનો વંશ બ્રાહ્મણી કેહેવાય છે. એણે સન ૧૩૪૭ માં બ્રાહ્મણી પાદશાહી સ્થાપી. એ વંશમાં ૧૮ પાદશાહ થયા, ને તેણે ૧૫૦ વરસ રાજ કર્યું. એ પાદશાહી તુટવાથી ૫ સરદારે સ્વતંત્ર થઈ રાજ્ય સ્થાપ્યું પેહેલા સરદાર ફતેહઉલ્લાએ વરાડનું રાજ્ય સન ૧૪૮૪ માં સ્થાપ્યું. બીજા મલીક અહમદે સને ૧૪૮૭ માં અહમદનગર રાજધાની કરી. ત્રીજા અદિલશાહે સને ૧૪૮૯ માં બિજાપુરમાં ગાદી કરી. ચોથા કુતુબઉલમુલ્કે ગોવળકાંડામાં ગાદી કરી. પાંચમા વજીર અમીર બરીદે બીદરમાં રાજ સ્થાપ્યું. પંદરમા સૈકામાં

પોર્તુગાલનાં વાહાણ કેપ ઓફગુડહોપ સુધી આવ્યાં. અને ૧૪૯૮ માં વાસ્કોડીગામા ભરતખંડને પશ્ચિમ કાંઠે કાલિકટ આવ્યો. ત્યાંના મુસલમાન રાજા સાથે ઘણી લડાઈઓ કર્યા પછી પોર્તુગીઝ લોકે ગોવા બંદર જીત્યું. અને ૧૫૦૮ માં આલ્બુકર્ક નામે સરદારે આવી એ રાજ્ય વધાર્યું, અને ઘણા વરસ સુધી તેઓ પુષ્કળ ધન કમાયા સોળમી સદીના છેવટ ભાગમાં તેમની પડતી થઈ ને વલંદા લોકની ચડતી થઈ. અને ૧૬૦૫ માં વલંદા લોકે અમ્બોયના બંદર પોર્તુગીજ પાસેથી જીતી બીન્સુરામાં રાજધાની કરી. એ પ્રજા પછી ઈંગ્રેજો ઈસ્તઈન્ડિયા કંપની થઈ અને ૧૬૦૦ માં હિંદમાં આવ્યા. એમનો વેપાર ખુબ જામ્યો, છેવટે ફ્રેન્ચ વેપાર કરવા આવ્યા. આ વખતે સૂરત બંદરની ખુબ આબાદી વધી.

## પ્રકરણ ૭ મું.

ઈ. સ. ૧૫૨૬ માં બાબરે દિલ્હીનું રાજ્ય જીત્યું, ને એના પછીના રાજાઓ મોગલવંશી ગણાય છે, ઈ. સ. ૧૫૨૪ સુધી એણે ઘણી લડાઈઓ કરી પંજાબના સુબા દોલતખાંએ એની મદદ માગી. ને ૧૫૨૬ માં દિલ્હી આગ્રા જીત્યાં. એના કુંવર હુમાયુંએ જુવાનપુર સુધી દેશ જીત્યો. ફતેપુર સિક્રી આગળ અને

૧૫૨૭માં મેવાડના રાજા સંગની સરદારી નીચે જુદ્ધ થયું. ને બાબરની જીત થઈ. આખરે ચંદેરીગઢને બાબરે જીત્યો, તેથી સઘળા રજપુતો બાબરને શરણે થયા. સને ૧૫૩૦ આ પેહેલો મુગલ પાદશાહ મરણ પામ્યો ને હુમાયુને ગાદી મળી.

એ રાજાએ ઉદારતાથી મોટા મોટા પ્રાંતો એના ભાઈઓને આપ્યા. ગુજરાતના જોરાવર પાદશાહ બહાદુરશાહની સાથે એને લડાઈઓ થઈ સને ૧૫૩૫. તેમાં હુમાયું જીત્યો, પણ બંગાળાના શીરખાં નામે સરદારે બળવો કર્યો. સને ૧૫૩૯ માં બકસર આગળ હુમાયુની હાર થઈ ને બીજે વરસે કનોજની લડાઈમાં હુમાયુંનો કેવળ પરાજય થયાથી નાસવું પડ્યું. સીંધ, મારવાડ, અમરકોટ થઈને એને આખરે ઈરાન જવું પડ્યું. સને ૧૫૫૬ માં ઈરાની લશ્કરની તેમજ વજીર બેરાંમખાંની મદદથી તેણે અદિલશાહ પાસેથી દિલ્હી જીતીરાજ્ય મેળવ્યું. પણ એજ વરસમાં એનું મરણ થયું.

## પ્રકરણ ૮ મું.

સને ૧૫૪૦ માં કનોજની લડાઈથઈ ત્યારથી શીરશાહ ગાદીએ બેઠો. એના પછીના નીચે મુજબ શુર વંશી પાદશાહ થયા.

૧—સેરશાહ ૧૫૪૦—૧૫૪૫
૨ શિલીમશાહ ૧૫૪૫-૧૫૫૩
૩ અદિલશાહ ૧૫૫૩—૧૫૫૬

શેરશાહે બંગાળા, મારવાડ, માળવાનાં રાજ્ય જીત્યાં, ને કલિંજરને એ જીતતાં દાઝયાથી મરણ પામ્યો. એ દયાળુ પાદશાહે હિંદુ ઉપર જુલમ નહીં કરતાં તેમને માટે ધર્મશાળા, રસ્તા વગેરે બનાવ્યાં. એ પછી સલીમશાહ કુંવર. ગાદીએ બેઠો. આ શરા પાદશાહ પછી અદિલશાહ ધણી થયો. આ રાજના વજીર હેમુએ પઠાણ બળવાખોરને હરાવ્યા. પાદશાહનો પિતરાઇ ઇબ્રાહિમ ધણી થયો, પણ સિકંદરશાહે તેને હાંકી કાઢ્યો. આ વખતે હુમાયુએ સને ૧૫૨૬ માં દિલ્હી, લાહોર જીત્યાં, પણ નીસરણીએથી પડવાથી મરણ પામ્યો.

## પ્રકરણ ૯ મું.

બાબરથી પડેલા છ પાદશાહ નીચે મુજબ.

| | | |
|---|---|---|
| ૧ બાબર | ૧૫૨૬- | ૧૫૩૦ |
| ૨ હુમાયુ | ૧૫૩૦- | ૧૫૫૬ |
| ૩ અકબર | ૧૫૫૬- | ૧૬૦૫ |
| ૪ જહાંગીર | ૧૬૦૫- | ૧૬૨૭ |
| ૫ શાહજહાં | ૧૬૨૭- | ૧૬૫૮ |

૬ ઔરંગઝેબ ૧૬૫૮- ૧૭૦૭

અકબર(જલાલુદ્દીન) વિદ્વાન, શૂરો, ચતુર અને મહા પ્રતાપી મુગલ પાદશાહ થયો. એણે જેપુર જોધપુર, ચીતોડ, ગુજરાત, કાબુલ, અહમદનગર, કાશ્મિર.- સિંધ વગેરે રાજ્ય જીતી મુગલ પાદશાહીમાં બહુ વધારો કર્યો. એના વજીર બેહેરામે સુલતાન અદિલશાહના વજીર હેમુંને સને ૧૫૫૬ માં હરાવ્યો. આ વજીર અહંકારી હોવાથી અકબરે સને ૧૫૬૦ માં કુલ અધિકાર પોતાને હાથ લીધો. બેહેરામે બંડ કર્યું, પણશરણે થયાથી અકબરે તેને છોડી દીધો. આ વખતે અકબરે માયા ને ન્યાયથી વર્તી લોકને ગુણ પ્રમાણે રાજ્યમાં મોટી મોટી જગ્યાઓ આપી. એણે વિદ્યાને ઉત્તેજન આપ્યું. આ ભલા પાદશાહે ખેતરોની વિઘોટી ઠરાવી. અંગ કાપવાની જંગલી સજા રદ કરી. લડાઇમાં પકડાએલા કેદીઓને વેચવાની મના કરી તેમજ બાળ લગનની, સતી થવાની પણમના કરી. પુર્ન લગનની રજા આપી. એના પછી જહાંગીર ગાદીએ બેઠો. એણે પ્રથમ ડાહાપણથી ચાલવા માંડ્યું. એના દીકરા. ખુશરૂએ બંડ કર્યું. તેમાં ખુશરૂ પકડાયો. ત્યાર પછી પંડે માળવે જઇ બિજાપુર. ગોલકોંડા ને અહમદનગરને ખંડણી કબુલ કરાવી. કોઇ રાનીની નુરજહાં નામે

બેટીને પટરાણી બનાવી. આ કાહી બેગમે પાદશાહને વશ કરી લઇ રાજ્યમાં મદદ કરી.

સને ૧૬૧૫ માં ઈંગ્લાંડથી ટામસરો વકીલ આ-વ્યો. તેણે વેપાર કરવાની રજા મેળવી. નુરજહાંએ શેહે-રીઆરને ગાદી અપાવવાનો મનસુબો કરયો, તેથી શા-હજાંએ બંડ કરયું. જહાંગીર કેદ પકડાયો, પણ નુરજ-હાંએ છોડાવ્યો. મોહબતખાં સરદારે દક્ષિણમાં બંડ કરયું, એના પછી શાહજહાંએ શહેરીઆર વગેરેને મારી નાખી ગાદી મેળવી. દક્ષિણના સરદાર ખાંનજહાંન લોદીએ બંડ કરયું. બીજાપોર ગોલકોંડાને, અહમદ નગર જીત્યાં સને ૧૬૩૬-સને ૧૬૫૭ માં પાદશાહ માંદો પડયો, તેથી કું-વર સુજાએ દારા ઉપર ગાદી વાસ્તે ચડાઇ કરી.

પણ કાશી આગળ હારી પાછા જવું પડયું. મોરાદને ઓરંગ જેબે પોતાના પક્ષમાં લેઇ દારાના સરદાર જસવંતસિંઘને ઉજ્જની લડાઇમાં હરાવ્યો, તેથી દારાએ આગ્રા આગળ ઓરંગજેબ સાથે યુદ્ધ કરયું. તેમાં દારા-ની હાર થઇ. ઓરંગજેબે શાહજહાંને તથા મુરાદને કેદ કરી સને ૧૬૫૮ માં પોતાની દુવાઇ ફેરવી. એણે ભાઇ ભત્રીજાને મારી કાસળ કાઢયું. આ પાદશાહે હિંદુઓને વટાળવાનો પ્રયત્ન કરયો, તથા જજીઆ વેરો દાખલ

કરી હિંદુઓને નોકરીમાંથી કાઢી મેલ્યા તેથી રજપુતો-એ બળવો કરયો.

વળી પંજાબમાં ગુરૂગોવિંદે શીખ પંથ સ્થાપી ઔરંગજેબ સામે લડાઇ કરી. મરેઠાનો સરદાર શિવાજી જોર પર આવ્યો. પાદશાહે જોધપુર ઉદેપુર જીત્યાં. સને ૧૬૮૬ માં બિજાપુર ને બીજે વરશે ગોલકોંડાની સમાપ્તી કરી. આ પાદશાહ શિવાજીના કુંવર શંભાજીને મારી નંખાવી સને ૧૭૦૭ માં મરણ પામ્યો ઔરંગજેબ બુદ્ધિને ઉદ્યોગમાં અકબર જેવો હતો પણ સાંકડા મનનો, કપટી, પક્ષપાતી, જુલમી ને જુઠો હતો. આ ગુણથી ઘણો સારો કેહેવાયો નહીં. ને અકબર સાથે સરખાવતાં તે ઘણોજ નીચ છે.

## પ્રકરણ ૧૦ મું.

ઔરંગજેબ પછી ૭ નબળા પાદશાહ નીચે મુજબ થયા.

| | | |
|---|---|---|
| ૧. બાહાદુરશાહ | ૧૭૦૭- | ૧૭૧૨. |
| ૨. જહાંદારશાહ. | ૧૭૧૨- | ૧૭૧૩. |
| ૩. ફરૂખશિર. | ૧૭૧૩- | ૧૭૧૯ |
| ૪. મહમદશાહ. | ૧૭૧૯- | ૧૭૪૮ |
| ૫ અહમદશાહ. | ૧૭૪૮- | ૧૭૫૪ |

૧ આ પાદશાહ બાહાદુરશાહે શાહુ રાજાને છોડયો

ને તેનો ચોથનો હક કબૂલ કર્યો. વળી નાનકે એક નવો પંથ કાઢયો. ૨ જા પાદશાહ જહાંદારશાહને આગ્રા આગળ તેના ભત્રીજા ફરૂખશિર સાથે લડાઇ થઇ તેમાં ફરૂખશિરની જીત થયાથી ગાદી હાથથી ગઇ.

ત્રીજા ફરૂખશીરના વખતમાં ઇંગ્રેજના વકીલો કંપની તરફથી બંદોબસ્ત કરવા આવ્યા. ડાકટર હમિલ્ટને શાહને સાજો કર્યાથી તેની પાસેથી ૩૭ તાલુકાની જમીનદારીનો અને દાણની બાકીની કંપની સરકાર માટે છુટ મેળવી. ૪ થા મહમદશાહના વખતમાં નિજામ તથા અયોધ્યાનો સરદાર સ્વતંત્ર પણે રાજ કરવા લાગ્યા. એવામાં ઇરાની નાદિરશાહે સને ૧૭૩૮ માં કરનાલની લડાઇમાં મોગલોને હરાવી દિલ્હી લીધું. ૫ મા અહમદ શાહ પછી આલમગીર બીજો થયો સને ૧૭૫૪. એના પછી શાહઆલમ બીજો ૧૭૫૯ માં થયો. આ શાહના વખતમાં અહમદદુરાનીએ દિલ્હી જીતી મરેઠાઓને પાણીપતના રણમાં ૧૭૬૧ માં હરાવ્યા. મરેઠાએ સને ૧૮૦૩ સુધી બાદશાહને કેદ રાખ્યો. એના પછી શાહજાદો અકબર ૨ જો થયો. ૧૮૩૭ માં એના મરણ પછી મહમદ બાહાદુરશાહ થયો. આ છેલ્લા મુગલ પાદશાહે સને ૧૮૫૭ માં દેશી ફોજ સાથે બલવો કર્યો તેથી ઇંગ્રેજે

દેશ નીકાલ કરયો ઉપર પ્રમાણે ૧૭ મુગલ પાદશાહે સને ૧૫૨૬-૧૮૫૭ સૂધી રાજ્ય કરયું.

## પ્રકરણ ૧૧ મું.

સને ૧૬૨૭ માં શિવાજી ભોંસલે કુળમાં જન્મયો હતો. તેણે સાહસીક પણાથી રાજ્ય વધાર્યું. સને ૧૬૫૯ માં બીજાપુરના બાદશાહે અફજલખાંન સરદારને મોટી ફોજ સાથે શિવાજી પર મોકલ્યો, પણ શિવાજીએ તેને કપટથી માર્યો. સને ૧૬૬૨ માં દક્ષિણના સરદાર શઇસ્તખાંન સાથે લડી બીજે વર્ષે એણે સુરત લુટયું. ઔરંગજેબે ૧૬૬૬ માં એને સંભાજી કુંવર સાથે કેદ કર્યો, પણ શિવાજી નાશી ગયો. સને ૧૬૭૪ માં એણે મહારાજાનો ખિતાબ ધારણ કર્યો. આ શુરો મરેઠી રાજ્ય સ્થાપનાર રાજા સને ૧૬૮૦ માં મરણ પામ્યો. મરેઠી રાજાઓનાં નામ નીચે પ્રમાણે,

| | | |
|---|---|---|
| ૧ | શિવાજી | ૧૬૬૪ -૧૬૮૦ |
| ૨ | સંભાજી | ૧૬૮૦ -૧૬૮૯ |
| ૩ | રાજારામ | ૧૬૮૯ -૧૭૦૦ |
| ૪ | શિવાજી ૨જો | ૧૭૦૦ -૧૭૦૮ |
| ૫ | શાહુ | ૧૭૦૮ -૧૭૪૮ |
| ૬ | રામરાજા. | ૧૭૪૮ -૧૭૭૭ |

૭ શાહુ ૨જો ૧૭૭૭ -૧૮૧૮

૮ પ્રતાપસિંગ ૧૮૧૮ -૧૮૪૦

૯ આપાસાહેબ ૧૮૪૦ -૧૮૪૮

શિવાજી પછી સંભાજી થયો. પણ ઔરંગજેબે તેને ઘાતકી પણે મારી નંખાવ્યો, તેથી એના ઓરમાન ભાઇ રાજારામને મરેઠાએ ગાદીએ બેસાડયો. એના મોત પછી બીજા શિવાજીએ ૮ વરસ રાજ્ય કર્યું.

સંભાજીના દીકરા શાહુએ સને ૧૭૦૮ માં બાળાજી વિશ્વનાથની મદદથી ગાદી મેળવી. શાહુ રાજાએ સને ૧૭૧૪ માં એને પેશ્વાની ( કામદાર ) પદવી આપી. આ પેશ્વાએ સને ૧૭૧૮માં દિલ્હી પર ચઢાઇ કરી, ખંડણી કબુલ કરાવી મરેઠી રાજ્ય વધાર્યું.

પેશ્વાનાં નામ નીચે પ્રમાણે.

૧ બાલાજી વિશ્વનાથ ૧૭૧૪ -૧૭૨૦

૨ બાજીરાવ ૧ લો ૧૭૨૦ -૧૭૪૦

૩ બાલાજી ૨ જો ૧૭૪૦ -૧૭૬૧

૪ માધવરાવ ૧ લો ૧૭૬૧ -૧૭૭૨

૫ નારાયણરાવ ૧૭૭૨ -૧૭૭૪

૬ સવાઇ માધવરાવ ૧૭૭૪ -૧૭૯૫

૭ બાજીરાવ ૨જો ૧૭૯૫ -૧૮૧૮

આ પેહેલા પેશ્વાના મોતથી સને ૧૭૨૦ માં બાજીરાવ પેશ્વા થયો. એણે એના બાપની જેમ માળવા, ગુજરાત, દિલ્હી પર સ્વારી કરી; મરેઠી રાજ્યને દીપાવ્યું. હોંશિયાર માણસને જાગીરો આપીને તથા બ્રાહ્મણોને કારભાર સોંપી નવાં કુળ કર્યાં સને ૧૭૩૮ માં નાદીરશાહે દિલ્હી લૂટ્યું. એના મોત પછી સને ૧૭૪૦ માં એનો દીકરો બાલાજી ૨ જો પેશ્વા થયો. એણે શાહુ રાજા અપુત્ર મરણ પામ્યાથી ૧૭૪૮ માં રામરાજાને ગાદી આપી, પણ રાજ્ય ગાદી પુનામાં કરી. રામરાજાએ પેશ્વા સાથે અણબનાવ કર્યો પણ ફોગટ ગયો. એના મોત પછી શાહુ ૨ જો થયો. તેને પેશ્વાએ ૧૮૦૧ માં કેદ કર્યો. સને ૧૮૧૮ માં બાળાસાહેબને ગાદી મળી; અંગ્રેજે એને ઉઠાડી મુકયો, તેથી આપાસાહેબને રાજ્ય મળ્યું. આ રાજા ૧૮૪૮ માં મરી ગયો.

## પ્રકરણ ૧૨ મું

બીજા બાળાજીએ મરેઠી રાજ્ય વધાર્યું. ને સને ૧૭૬૧ માં અહમદ દુર્રાનીએ પાણીપતના મેદાનમાં મરેઠી લશ્કરને હરાવ્યું. આ પેશ્વાના મોત પછી માધવરાવ થયો. એણે હૈદરને તથા નીજામને હરાવ્યા. એના વખતમાં નાના

ફડનવીસ વગેરે સારા માણસો હતા. આ પેશ્વાના અકાળ મોતથી નારાયણ રાવને પેશ્વાઇ મળી, પણ અદેખા કાકા રઘનાથરાવે બીજે વર્ષે એને મારી નાંખ્યો. નાના ફડનવીસે રઘનાથરાવને ગાદી આપીનહીં, તેથી એણે મુંબઇના ઇંગ્રેજની મદદ માગી. પુનામાં સવાઇ માધવરાવને પેશ્વાઇ મળી તે ફક્ત નાનાએ કલકત્તાના ગવરનર જનરલ સાથે સંધી કરી તેથીજ. નાનાએ સંધી પ્રમાણે નહીં ચાલતાં, ઇંગ્રેજની પાસેથી આપેલો મુલક પાછો લીધો. તેથી કલકતેથી ગોદર્દ સરદારે આવીને મરેઠી લશ્કરને અમદાવાદ તથા ડભોઇ આગળ હરાવ્યું સને ૧૭૮૦, ને ૧૭૮૨ માં સાલબાઇનું તહનામું થયું તેથી ઇંગ્રેરેજને સઘળો મુલક પાછો મળ્યો. સવાઇ માધવરાવના મોતથી ગાદીનો ખરો વારસ કોઇ રહયો નહિ. નાનાએ થોડા વરસસુધી બાજીરાવને ગાદી નહિ આપી, પણ અંતે સને ૧૮૦૨માં બાજીરાવને પેશ્વાઇ મળી. હોલ્કરે બાજીરાવને ઉઠાડી મુક્યો, તેથી બાજીરાવે એના બાપ રઘનાથરાવની જેમ ઇંગ્રેજની મદદ માગી. આથી ઇંગ્રેજોએ ઘળી રીતનો કબજો પોતાનો કરીને પુનામાંથી હોલ્કરને કાઢી, બાજીરાવને નામનો રાજા બનાવ્યો, ને ૧૮૧૮માં એને કેદ કરી સઘળું રાજ્ય ખાલસા કર્યું.

## પ્રકરણ ૧૩ મું

સને ૧૬૬૮ માં ફીરંગી રાજા પાસેથી ઈંગ્રેજને મુંબઈ બેટ મળ્યો. સને ૧૬૩૯ માં ઈંગરેજે મદ્રાસ વસાવ્યું, ને સને ૧૬૯૬ માં કલકત્તા વસાવ્યું. ઈંગ્રેજના ઉપર વેપાર કરવાને ફ્રેન્ચ આવ્યા તેમણે મદ્રાસ પાસે સને ૧૬૭૪ માં પોંડીચેરી વસાવ્યું. ડુપ્લે નામે ચતુર ને સાહસીક ગવરનરે. ફ્રેંચ સત્તા સને ૧૭૫૦ સુધી વધારી. ફ્રેંચે સને ૧૭૪૬ માં મદ્રાસ જીતી અંગ્રેજોને કેદ કર્યા. વળી કર્ણાટક ના નવાબનો પક્ષ ઈંગ્રેજે કર્યો, ને ફ્રેંચે એના જમાઈ ચંદાસાહેબનો પક્ષ કરી એને ગાદી પર બેસાડ્યો, આથી ફ્રેંચ સત્તા પુરી થઈ ને હૈદ્રાબાદમાં પણ મુજફરને ગાદી ફ્રેંચે અપાવી. ઈંગ્રેજ હાર્યો, ને ત્રીચીનોપલીમાં ઘેરાયા. રોબર્ટ કલાઈવ નામે જુવાન સાહસીક સીપાઈની યુક્તી પ્રમાણે અંગ્રેજે આર્કાટ જીત્યું, તેથી ફ્રેંચ લશ્કર પાછું ફર્યું, પણ કલાઈવે તેને આર્કાટમાં હરાવ્યું એટલુંજ નહિ, પણ આર્નિ તથા કોવેરીપાકમાં તદન ફ્રેંચનો પરાજય કર્યો, વળી ત્યાંથી લોરેન્સ નામે સરદાર સાથે જઈને ફ્રેંચને ત્રીચીનોપલી આગળ હરાવી ઘેરી લીધા, ને મંદવાડથી આ શુરા જુવાન સરદારને દેશમાં જવું પડ્યું. ફ્રેંચે ફોગટ યત્ન ક-

યો, ને ડુપ્લી ૧૭૫૫ માં મરણ પામ્યો. પછી લાલી નામે સરદારે મદ્રાસનો ડેવીડગઢ બાળી નાંખ્યો, પણ ૧૭૫૯ માં વાંદીવાસની લડાઇમાં કુટ સરદારે ફ્રેંચને હરાવી સઘળા ગઢ જીત્યા, ને સને ૧૭૬૧ માં લાલીને ડુપ્લેની જેમ ફાંસી મળી. હવે ફ્રેંચ પાસે એકે ગઢ તેમ નગર રહ્યું નહીં, તેથી સલાહ થયાથી ફકત થોડાંજ શેહેર ઇંગ્રેજે પાછાં આપ્યાં જે હજુ સુધિ તેમને તાબે છે.

## પ્રકરણ ૧૪ મું*

બંગાળા, બહાર અને ઓરીસાનો નવાબ અલીવરદીખાન સને ૧૭૫૬ માં મરણ પામ્યો. તેની ગાદી એના પૌત્ર સુરાજદ્દોલાને મળી. એણે કલકતા ઉપર હુમલો કરી ઇંગ્રેજને નસાડી મેલ્યા. ફકત ૧૪૬ માણસ પકડાણું ને નવાબે તેમને ઉનાળાના દીવસમાં એક નાની અંધારી કોટડીમાં પુરી રાખ્યા, સવારે ફકત ૨૩ જણના ખોળીયામાં જીવ હતા. આ દુઃખદાયક સમાચાર કલાઇવે મદ્રાસમાં સાંભળતાંજ મોટુ લશ્કર જળ માર્ગે બંગાળે મોકલ્યું, પોતે થોડાક સીપાઇ લઇ જમીન રસ્તે બંગાળે ચાલ્યો. કલકત્તે આવી નવાબને હરાવી જુઠી સંધી કરી સને ૧૭૫૭. વળી ફ્રેંચ પાસેથી ચંદ્રનગર જીતી લઇ

નવાબને મારવાની યુકિતઓ રચવા માંડી. મીરજાફર સરદારે કલાઇવની સલાહથી નવાબ સામે લડવાની હા પાડી, ને કલાઇવ એકદમ નવાબ પર ચઢયો; પ્લાસી આગળ કલાઇવે નવાબને હરાવી નસાડી મેલ્યો, મીરજાફરને ગાદી મળી; કવાઇવ ફ્રેંચ તથા વલંદાને નરમ પાડી ૧૭૬૦ મા દેશમાં ગયો. નવા ગવરનરને મીરજાફરે બરાબર નાણાં ન આપ્યાથી તેની ગાદી મીરકાસીમને આપી. મીર કાસીમે સને ૧૭૬૩ માં જકાત વિશે વાંધો લીધો તેથી ઇંગ્રેજે તેને ઉઠાડી મીરજાફરને ફરીથી બેસાડયો. મીરકાસમે ઇંગ્રેજને ઘેરીઆમાં ભારે હાનીપોહાચાડી પટણા, બક્સર ને કાલ્પીની લડાઇ કરી, કલાઇવ સને ૧૭૬૫ માં આ બંડ સમાવવા આવ્યો, ત્યાર પેહેલાં સઘળે સુલેહ થઇ હતી. બંગાળા વગેરે ઇંગ્રેજને મળ્યા. એણે હવે લશ્કરી ખાતામાં સુધારો કર્યા, તેમજ કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની ને નજરાણાં લેવાની મના કીધી. આ ઇંગ્રેજી રાજ્યનો પાયો નાંખનાર મોટો ચતુર સરદાર સને ૧૭૬૭ માં વિલાયત ગયો ને ફરીથી આવ્યોજ નહિ. એના ગયા પછી સને ૧૭૭૨ સુધી બંગાળામાં અંધેર ચાલ્યું. નોકરો લાંચ લેવા તથા ખાનગી વેપાર કરવા લાગ્યા. આ ગરબડાટ બેસાડી દેવા

વોરનહેસ્ટીંગ્સને ગવરનર નીમ્યો. ૧૭૭૩ માં રેગ્યુલેટીંગ આકટ થયો, તેથી વો. હેસ્ટીંગ્સને ગવરનર જનરલનો ખ-લકાબ મળ્યો, તેથી મદ્રાસ તથા મુંબઇ ઇલાકાના હાકેમ એની સતા નીચે આવ્યા. એનાં સભાના મેંબરોએ નંદ કુમાર સાથે મળી ઘણી ગરબડ કરી. વો. હેસ્ટીંગ્સે નંદ કુમારને ખોટો લેખ કર્યાથી ફાંસીની સજા કરાવી. વળી અયોધ્યાના નવાબના મોત પછી અસોફદૌલાને ગાદી આપી કાશી પ્રગણું લઇ લીધું. કાશીના રાજા ચૈયતસીંહ પાસેથી માગેલા રૂપૈઆ નહિ મળ્યાથી, તેને ઉ-ઠાડી એના છોકરાને ગાદી આપી ને ભારે દંડ લીધો. પૈસાની વધારે જરૂર પડવાથી વળી અયોધ્યાની બેગમો પા-સેથી નાણાં કઢાવ્યાં. આ ગ- વરનર જનરલે મરેઠી તથા મૈસુરની લડાઇઓ કરી.

## પ્રકરણ ૧૫ મું.

હૈદર નાયક પેહેલાં મૈસુરના હીંદુ રાજાનો સી-પાઇ હતો. આખરે મોટે હોદ્દે પહોંચી રાજાને ઉઠાડી સને ૧૭૬૧ માં ગાદી પતિ થયો. એણે રાજ્ય વધારવા માંડ્યું. ઇંગ્રેજે એની સતા અટકાવવા પેશ્વા તથા નિ-જામ સાથે એક સંપ કરી, લડાઇ ચલાવી. બંને મિત્રને હૈદરે લાંચ આપી ફોડ્યા, તેથી બીચારા સ્મીથને પાછું

ફરવું પડ્યું. હૈદર સ્મીથની પાછળ પડયો, ને ચંગામ
તથા ત્રીનોમાલીની લડાઇ કરી, પણ હારીને નાસવું પ-
ડ્યું. વળી હૈદરે અંબુર ઘેર્યું પણ સ્મીથે જઇને હરા-
વ્યો સને ૧૭૬૭. ઇંગ્રેજે હૈદર સાથે સને ૧૭૬૯ માં સંધી
કરી. હૈદરે ઘણા પ્રાંત જીત્યા સને ૧૭૮૦ માં મદ્રાસપર ચ-
ડાઇ કરી. પોલીલોર આગળ બેલીને મારી નાંખ્યો. પ-
ણ સને ૧૭૮૧ કુટ સરદારે હૈદરનો પોર્ટોનોવો, પોલી-
લોર ને શોલીંગર આગળ સખત પરાભવ કર્યો. કુટ વિલા-
યત ગયો, હૈદર સને ૧૭૮૨ માં મરણ પામ્યો, તેથી ટીપુ
એ વાત છાની રાખી લડાઇ જારી રાખી, પણ બંને પક્ષ-
વાળાએ ૧૭૮૪ માં સંધી કરી. આ દોસ્તી ટકી નહિ.
ટીપુએ ત્રાવણકોરના રાજાને હરાવ્યો, તેથી ઇંગ્રેજે એ-
રીકેરા તથા શીમોગાની લડાઇ માં સને ૧૭૯૧ માં ટીપુ-
ને હરાવ્યો. ટીપુએ રાજ્યનો થોડો ભાગ તથા રૂપીઆ
આપી સંધી કરી. આ અપમાન ટીપુથી સહન થયું ન-
હિ તેથી સને ૧૭૯૯ માં લડાઇ થઇ.

## પ્રકરણ ૧૯ મું

સને ૧૭૮૫ માં વો. હેસ્ટીંગ્સ સ્વદેશ ગયો. ત્યાં
તેના ઉપર બનારસના રાજા તથા અયોધ્યાની બેગમો-

પર કરેલા જુલમ માટે કોર્ટમાં સાત વરસ કામ ચાલ્યું પણ તેમાં તે છુટી ગયો. સને ૧૭૮૪ માં પીટ નામના પ્રધાને એક નવો કાયદો ઘડયો, તેથી હિંદની કેટલીક સત્તા કંપનીના હાથમાંથી રાજાના હાથમાં આવી. ઈ. સ. ૧૭૮૬ માં લોર્ડ કોર્નવાલીસ ગવરનર જનરલ નિમાણા. આ ગવરનરજ રાજ્યમાં સુધારો કરી નીજામ પાસેથી ઈ. સ. ૧૭૮૮ માં ઉત્તર સરકાર પ્રાંત લીધો. સને ૧૭૮૯ માં ટીપુએ ત્રાવણકોરપર ચડાઈ કરી પણ હારીને બીજે વરસે ફતેહ મેળવી. ઈંગ્રેજે ત્રાવણકોરના રાજાની મદદે જઈ ટીપુને ઈ. સ. ૧૭૯૧ એરિકેરા તથા શિમોગાની લડાઈમાં હરાવ્યો. ઈ. સ. ૧૭૯૨ માં લોર્ડ કોર્નવાલીસ રાજધાનીપર ચઢયો. ટીપુ હિંમત હારીને શરણ આવ્યો તેથી સંધિ થઈ. આ. ગ. જનરલે ઉધરાતદારોને ઠરાવ કરી આપી, દીવાની તથા ફોજદારી નવા કાયદા ઠરાવ્યા. સર જોન શોર ઈ. સ. ૧૭૯૩ માં ગ. જ. નીમાણો. એણે શાંત રાજ્ય નિતી પ્રસંદ કરી, તેથી ટીપુ, મરેઠા તથા અયોધ્યાના નવાબ વગેરેનું જોર વધ્યું. મરેઠાએ નિજામને કુર્દલાની લડાઈમાં પાયમાલ કરયો. તેથી નિજામ ફ્રેન્ચ સાથે મળી ગયો. અયોધ્યાના નવાબે એરી રેસીડેન્ટને મારી નાખ્યો. ટીપુએ લડવાને તકામાર

તૈયારીઓ કરી મુકી. એના પછી ઈ. સ. ૧૭૯૮ માં લોર્ડવેલસ્લી નિમાણો. આ શુરાને ચતુર ગ. જ. નિજામને સમજાવી પોતાના પક્ષમાં પાછો લીધો, પછી ટીપુ કાવતરાં કરતો હતો તેથી તેને ૧૭૯૯ માં સદાશીરને માલવેલીમાં હરાવીને શ્રીરીંગપટણપર ચઢયો. કોઈએ ટીપુને મારી નાખ્યો, તેથી રાજ્ય ઈંગ્રેજને મળ્યું, ને ટીપુના દીકરાને વેલોરમાં કેદ કરયો, સને ૧૮00 માં સુરતના નવાબ પાસેથી સુરત તથા સર્વે પ્રગણાં લીધાં તેમજ અયોધ્યાના નવાબ પાસેથી વાવ્ય પ્રાંત ખાલસા કરયો. હોલ્કરે બાજીરાવને પુનામાંથી હાંકી કાઢયો, તેથી બાજીરાવે વસાઈમાં જઈ અંગ્રેજ સાથે સંધિ કરી. સને ૧૮૦૨ અંગ્રેજે બાજીરાવને પુના અપાવ્યું, તેથી હોલ્કર સાથે લડાઈનું બીજ રોપ્યું. બાજીરાવ નામનો રાજા થયો ને સઘળો અધિકાર ઈંગ્રેજના હાથમાં ગયો તેથી સિંધીયા તથા વરાડના રાજા નાખુશ થયા. આ કારણથી મરેઠી વિગ્રહ ચાલ્યો. ઈંગ્રેજે અહમદનગર જીત્યું સને ૧૮૦૩ માં અસાઈને આ ગામ આગળ અ. વેલસ્લીએ સિંધીઆ તથા વરાડના રાજાને હરાવ્યા. વળી ઉત્તરમાં લોર્ડ લેક દીલ્હિ આગ્રાને લાસ્વારીની લડાઈઓમાં જય મેળવ્યો તેથી સિંધીઆએ સંધી કરી, પણ હોલ્કરે

લડાઇ ચલાવી, તેથી ૧૮૦૪ દીગ તથા ફરૂકાબાદની લડાઇમાં હોલ્કરને હારવું પડ્યું. લેકે ભરતપુરના રાજાપર ચઢી ભરતપુરને ઘેરો ઘાલ્યો, પણ રાજાએ શરણ થઇ રૂપીઆ આપી સંધિ કરી. આ વિગ્રહ બંધ કરી લોર્ડ વેલસ્લી સ્વદેશ ગયો.

## પ્રકરણ ૧૭ મું.

સને ૧૮૦૫ માં લોર્ડ કોર્ન વાલીસને બીજી વાર ગવરનર જનરલ નિમ્યો, પણ આવતાંજ મરણ પામ્યાથી, તેની જગ્યાએ સરજોર્જ બાર્લો નિમાયો.—એણે સીંધીયા તથા હોલકરને મુલક પાછો આપી સંધી કરી. સને ૧૮૦૬ માં દેશી સીપાઇઓએ ટીપુના કુંવર સાથે મળીજઇને વેલોરમાં બંડ કર્યું. આ કારણથી એની જગ્યાએ લોર્ડ મીન્ટોને ગવરનર જનરલ નીમ્યો.- એણે રૂશીઅન લોકને હીંદુસ્તાનમાં આવતાં અટકાવવાને પંજાબના રાજા રણજીતસીંહ તથા કાબુલના રાજા શાહસુજા સાથે સંધી કરી. એના વખતમાં ઈંગ્રેજને ઘણા બેટ મળ્યા. એની જગ્યાએ ૧૮૧૩ માં લૉર્ડ હીસ્ટીંગ્સ ગવર્નર જનરલ નીમાયો.—એણે કંપની સરકારના પટામાં ફેરફાર કરી સને ૧૮૧૮ સુધી લડાઇઓ ચલાવી. નેપા-

ળી લોકોએ ઈંગ્રેજી મુલક દબાવ્યો તથા સરહદ ઉપરના લશ્કરને કાપી નાંખ્યું. આ ઉપરથી જનરલ ઓચરલો- ની મોટી ફોજ સાથે નેપાળ પર ચઢયો ૧૮૧૪. પેહેલાં ઈંગ્રેજી લશ્કરની હાર થઈ, પણ મલૂન, મકવાનપુર, ને હ- રીહરપુરની લડાઈમાં ગુર્ખા હાર્યા ને સંધી થઈ ૧૮૧૬. પેશ્વા બાજીરાવે ગાયકવાડના વકીલ ગંગાધર સાસ્ત્રીનુ ત્રી- બકજી દેંગલે પાસે ખુન કરાવ્યું. આથી અંગ્રેજે વસા- ઈની સંધી રદ કરી નવી ભારે સંધી કરી. બાજીરાવે અંગ્રેજી લશ્કરની હાર વિશે સાંભળતાંજ બીજા રાજાઓ સાથે એક સંપી કરી. સને ૧૮૧૭ માં ખડકીના ઈંગ્રેજી લશ્કર ઉપર હુમલો કર્યો, પણ હારીને પાછા આવવું પ- ડયું. ઈંગ્રેજે પુના કબજે કરયું. બાજીરાવ નાઠો ને કોરે ગામની લડાઈમાં હારી ઈંગ્રેજને શરણ આવ્યો. ૧૮૧૮. પેશ્વાના બાપુ ગોખલે સરદારે આસ્તેનું યુદ્ધ કરયું પણ તે મારયો ગયો. ઈંગ્રેજે બાજીરાવને પેનશન આપી પુ- ના લઈ લીધું, ને બીજા શાહુને કેદમાંથી છુટો કરી એ- નાકુંવર બાળા સાહેબને સતારાની ગાદી આપી. સને ૧૮૧૭ માં નાગપુરના રાજાએ બંડ કરયું, પણ ઈંગ્રેજે માફી આપી રાજ પાછું આપ્યું. પણ બીજીવાર બંડ કર્યાથી નાગપુર તથા જબલપુરની લડાઈમાં ભારે હાની

થઇ. જસવંતરાવ હોલકર મરી ગયાથી તુલસીબાઈ કાભાર ચલાવતી. બંડ ખોર સરદારોએ તુલસી બાઈને મારી નાંખી ઈંગ્રેજ સામે બંડ મચાવ્યું સને ૧૮૧૭. માહીદપુરની લડાઇમાં હોલકર હારયો ને સંધી થઇ. મરેઠી તથા મુસલમાન સીપાઇઓનાં ટોળાં ધાડુ પાડતાં ને અંગ્રેજી મુલક પર આવવા લાગ્યાં. ઈંગ્રેજે ચારે બાજુથી ઘેરી લઇ મોટા શરદારોને હરાવ્યા કેટલાક શરણે આવ્યા, ને સઘળાને હરાવી નાગપોર પાસે વસાવ્યા સને ૧૮૧૭. આવી રીતે મરેઠાઓને નરમ પાડી તથા પીંઢારાની પીડા દુર કરી છેલાં પાંચ વરસ સુલેહમાં ગાળી ૧૮૨૩ માં આ ગવરનરજનરલ વિલાયત ગયો.

## પ્રકરણ ૧૮ મું.

એના પછી લૉર્ડ આમ્હર્સ્ત. નીમાયો એણે બ્રહ્મી તથા ભરતપોરની લડાઇઓ કરી. બ્રહ્મી લોકે અંગ્રેજી મુલક દબાવી અંગ્રેજી વહાણ બાળ્યાં. વળી કાચારના રાજાને હરાવ્યો. આથી આર્ચીબાલ્ડ કેમ્પબેલે બ્રહ્મ દેશ પર હલો કરયો સને ૧૮૨૪. અંગ્રેજે રંગુન જીતી લીધું. ને ૧૮૨૫ માં પ્રો-

મ પ્રાગામમાં નરકાધીપતીની હાર થઇ તેથી બ્રહ્મી રાજાએ સંધી કરી. સંધી પ્રમાણે ઇંગ્રેજને આશામ, આરાકાન વગેરે પ્રાંત મળ્યા ને તેમણે લડાઇ ખરચના રૂપૈઆ લઇ રાજ્ય રાજાને પાછું આપ્યું. ભરતપોરનો રાજા મરી ગયાથી બળદેવસીંહનો કુંવર ગાદીએ બેઠો પણ દુરજનસાલે કુંવરને ઉઠાડી મૂકી ભરતપુર કબજે કરયું. ઇંગ્રેજે કુંવરનો પક્ષ કરી દુરજનશાલને હરાવી કેદ કરયો. રાજ્ય કુંવરને અપાવ્યું. ૧૮૨૭. આ ગવરનર જનરલ સને ૧૮૨૮ માં સ્વદેશ ગયો ને દયાળુ લોર્ડવિલ્યમ બેન્ટીક નીમાયો.—આ ગવરનર જનરલે ઘાતકી કામ અટકાવી સારાં કામને ઉત્તેજન આપ્યું. કુર્ગના ઘાતકી રાજાને ઉઠાડી મૂકી રાજ્ય લઇ લીધું. સતી થવાનો, દુધ પીતી કરવાનો, રથ તળે કચરાઇ મરવાનો ચાલ બંધ પાડયો. ઘાતકી ફાંશીઆ અથવા ઠગ જેઓ રૂમાલ નાંખી મુસાફરોને મારી નાંખતા. તેમનું મુળ કાઢયું. દેશી તેમજ ઇંગ્રેજી ભાષાને ઉત્તેજન આપ્યું, ને કંપનીના પટામાં [illegible] કરી આ દયાળુ ગવરનર જનરલ વીલાયત ગયો સને ૧૮૩૫ માં. નવો માણસ આવતાં સુધી મેત્કાફ નીમાણો—તેણે છાપખાનાને છૂટ આપી. ૧૮૩૬ માં લોર્ડ આકલોડ, નીમાણો—તેના વખતમાં

ચાર મોટા બનાવ બન્યા. અયોધ્યાનું બંડ. સતારાનો બળવો, કાબુલ તથા ચીન સાથે વિગ્રહ. અયોધ્યાના રાજાએ બંડ કરયું. તે અંગ્રેજે સમાવી દીધું. સતારાનો રાજા અંગ્રેજ સામે કાવતરાં કરતો હતો. તેથી અંગ્રેજે એને ગાદી ઉપરથી ઉઠાડી મુકી, તેના ભાઇ શાહજી આપાસાહેબને રાજા બનાવ્યો ૧૮૩૮. દોસ્તમહમદે કાબુલના રાજા શાહસુજાને ઉઠાડી મુકી રૂશીઅન લોકોને અફગાનીસ્તાનમાં આવવા દીધા. ઇંગ્રેજે શાહસુજાને ગાદી અપાવવા સારૂ અફગાનીસ્તાન ઉપર કુચ કરી રસ્તે કરાંચી આગળ સીંધના અમીરોને હરાવ્યા. ઇંગ્રેજી લસ્કરે કંદહાર તથા ગીજની લીધાની વાત સાંભળતાંજ દોસ્તમહમદ કાબુલમાંથી નાઠો. ઇંગ્રેજે વગર હરકતે કાબુલ જીતી શાહસુજાને રાજ્ય સોંપ્યું ૧૮૩૯. બીજે વરસે દોસ્ત મહમદે પરવાનની લડાઇમાં હાર ખાધી. ઇંગ્રેજે તેને કેદ કરયો ને સઘળું લસ્કર હીંદુસ્તાનમાં પાછું આવ્યું ૧૮૪૦. ચીનના રાજાએ અફીણની બંધી કરી ઇંગ્રેજી વહાણને હરકત પહોંચાડી. આ કારણથી ગોફ સરદાર ચીન ઉપર ચઢયો રાજાએ હોંગકોંગ બેટ આપ્યો. ને ઇંગ્રેજને ચાર બંદરે વેપાર કરવાનો છૂટ દીધી ૧૮૪૨. આ વખતે કાબુલમાં બળવાખોરોએ શા-

હરીફાઈને મારી ઇંગ્રેજોનો ઘાણ વાળ્યો.

## પ્રકરણ ૧૯ મું.

સને ૧૮૪૨. માં વેર લેવાને નવા ગવર્નર જનરલ લોર્ડ એલેન્બરોએ નોટ સરદારને અફગાનીસ્તાનમાં મોકલ્યો. તેણે કંદહારની લડાઇમાં અફગાનોને હરાવી, સંધી કરી દોસ્ત મહમદને છુટો કીધો. પરવાર્યા પછી એણે સીંધના અમીરો ઉપરનું વેર વાળવાને સરચાર્લસનેપીયરને મોકલ્યો. ઇંગ્રેજે મીયાની અને હૈદ્રાબાદની લડાઇઓમાં અમીરોને હરાવી સીંધ પ્રાંત ઇંગ્રેજી રાજ્યમાં ભેળવી દીધો અને ૧૮૪૩. દોલતરાવ સિંધીયા પછીના જંકોજીની ગાદીએ દત્ત પુત્ર બેઠો. ઇંગ્રેજે મામાસાહેબને તેનો કારભારી નીમ્યો. રાણીએ મામા સાહેબને કાઢી મુક્યો, તેથી ઇંગ્રેજે માહારાજપુર તથા પનીઆરની લડાઇઓમાં સિંધિયાના લશ્કરને હરાવી ખંડણી કબુલ કરાવીને સઘળો અધિકાર પોતાના હાથમાં લીધો. આ પરવાર્યા પછી સને ૧૮૪૪ માં આ ગવરનર જનરલને જવું પડ્યું. ને લોર્ડ હાર્ડિંગ આવ્યો. એણે શીખના રાજા ધુલીપસીંગ સાથે વિગ્રહ કર્યો ને ગોફ સરદારે પાંચ લડાઇઓમાં તેનો પરાજય કરી સંધી કરાવી. ઇં-

ગ્રેજને પૈસો તથા કેટલોક પ્રાંત મળ્યો, ને લશ્કર પાછું આવ્યું. આવી રીતે નિરંકુશ શીખને હરાવીએ ૧૮૪૮ માં ગયો. એના પછી લોર્ડ દલહુસી આવ્યો એણે શીખ સરદાર લાલા મુળરાજને હરાવી નવો સુબો નીમ્યો. પણ મુલતાનને લાહોરમાં બલવો થયો તેથી લોર્ડ ગોફે પાંચ લડાઈઓમાં તેમને નરમ પાડી, લડાઈ બંધ પાડીને પંજાબ દેશ લઈ લીધો સને ૧૮૪૯. આવાના રાજાએ સંધિ તોડી ઈંગ્રેજનું અપમાન કરયું તેથી ઈગ્રેજે પેગુ રંગુનની લડાઈઓ કરી રાજાને નમાવી પેગુ પ્રાંત લઈ લીધો સને ૧૮૫૩. વળી એજ વરસમાં નાગપુરનો રાજા અપુત્ર મરી જવાથી તેનું રાજ્ય ખાલસા કર્યું. ૧૮૫૬ માં અયોધ્યાના નવાબે ખરાબ ચાલ ચલવી તેથી રાજ્ય ઈંગ્રેજે લઈ લીધું. વળી બીજાં ઘણાં પ્રગણાં લોર્ડ દલહુસીએ ઈંગ્રેજી રાજ્યમાં ભેળવી દીધાં, ને આગગાડી હિંદુસ્તાનમા પેહેલવહેલ ચાલી.

## પ્રકરણ ૨૦ મું.

### લોર્ડ કેનીંગ.

એ દલહુઝી પછી ૧૮૫૬ માં આવ્યો. એના વખતમાં ઈરાન અને ચીન જોડે વિગ્રહ થયા; દેશી પલટ-

ણોએ બંડ કર્યું; તેથી કંપની સરકાર પાસેથી રાજાને હાથ સત્તા આવી. ઇરાનના રાજાએ ઇંગ્રેજનું અપમાન કર્યું. ઔટ્રામે જઇ ઇરાની લશ્કરને હરાવ્યું. રાજાએ માફી માગી, તેથી ૧૮૫૭ માં સંધી થઇ. ચીની સરકારે ઇંગ્રેજ સાથે ખરાબ વર્તણુક ચલાવી, તેથી લૉર્ડ એલ્જિ-ને ચીની લશ્કરને હરાવ્યું ને ચીની રાજાએ સંધી કરી. ૧૮૫૭ માં બંગાળી ફોજે બળવો કર્યો, કારણ કે સિપાઇઓને રાજાઓ, ઇંગ્રેજી કાયદાથી નાખુશ થયા હતા. વળી હિંદુ ને મુસલમાનને વટાળી ખ્રિસ્તી કરે છે, એ કારણથી સિપાઇઓ સાથે દિલ્હીનો પાદશાહ બા-જીરાવનો દત્તક નાના સાહેબ, ને અયોધ્યા તથા જાંહસી, ની રાણીઓ, મળી ગયાં. બરાનપુર, અરાકપૂર, મીરત, દિલ્હી, કાનપૂરમાં બંડ થયાં. આથી હેવલોક સરદારે મોટું લશ્કર લઇ, તેમને હરાવવા માંડ્યા. સર હ્યુરોજે તાત્યા ટોપી તથા જાંહસીની રાણીને હરાવી, ગ્વાલીઅર લીધું. આવી રીતે બંડખોરોની હાર થઇ, ને ઇંગ્રેજનો વિજય થયો. આ પછી ૧૮૫૮ માં રાજ સત્તા રાજાએ કંપની પાસેથી લીધી. અને આગલા કંપની સરકારના ઠરાવ કબુલ રાખી, બળવાખોરોને માફી આપી. સન ૧૮-૬૧ માં નવો ફોજદારી કાયદો ચાલ્યો. કમાણી પર કર

સરકારે લીધો. ને જમના ને સતલજ વગેના દુવાબમાં કાળ પડયો. ૧૮૬૨માં આ ગવરનર જનરલ ગયો ને લોર્ડ અલ્ગિન નીમાયો—એણે કાયદા કરવાને સભા ઠરાવી ત્રણ ઇંગ્રેજ તથા ત્રણ દેશીઓને તેમાં દાખલ કર્યા. એ ૧૮૬૩ માં મરી ગયો. એના વખતમાં અફગાનીસ્તાનની સરહદ પ-રના મુસલમાનોએ બંડ કર્યું. ઇંગ્રેજી લશ્કરે ઘણી મુશ્કેલીથી તેમને હરાવ્યા. અમેરીકામાં કજીઓ થયો, તેથી રૂ વિ-લાયત ગયું નહીં, ને મુંબાઇના રૂનો ભાવ વધ્યો. ૧૮૬૪ સરજોન લોરન્સ નીમાયો. એણે દરબાર ભરવાનો નવો ચાલ કાઢયો. તથા ઘણા સુધારા કરયા. ભુતાંનનો રાજા ઇંગ્રેજી રૈયતને પીડવા લાગ્યો, તેથી ૧૮૬૪ માં ઇંગ્રેજી લશ્કર તેના ઉપર ચડયું, પણ ખરાબ હવા પાણીથી ઇં-ગ્રેજે હારીને સલાહ કરી. રૂના ભાવથી શેર ચાલ્યા, પણ તરતજ પૈસાદાર લોકો પાયમાલ થયા. ૧૮૬૬ માં ઓડી-આમાં દુકાળ પડયો, આથી રેલવે બાંધવા તથા તળાવ ખોદવાના કાયદા જોર પર આવ્યા. ૧૮૬૩ માં કાબુલનો દોસ્ત મહમદ મરી ગયો. ને આ ગવરનર જ-નરલે એ રાજ્યમાં હાથ ઘાલ્યો નહીં. દ્વારકાંના વાઘેર લોકોએ બંડ કરયું, પણ ઇંગ્રેજે તેને સમાવી દીધું. વ-ળી પંજાબના પહાડી લોકોએ બંડ કરયું, પણ ઇંગ્રેજ-

નો વિજય થયો. એના પછી લોર્ડ મેયો નીમાણો.—એ-
ણે કાબુલના શેરઅલ્લી સાથે પક્કી દોસ્તી કરીને, પાછ-
ળાં ચાલુ કામ શરૂ રાખ્યાં. ૧૮૭૨ માં આંદમાંન ટાપુ-
માં ફરતાં કોઈ અફ્ગાન કેદીએ એને મારી નાંખ્યો. એ
જગ્યાએ લોર્ડ નાર્થ બ્રુક આવ્યો.—એના વખતમાં
વડોદરાના ગાયકવાડ મલ્હારરાવને કેદ થઈ, ને
જાંહેર કોરટમાં એણે રેસીડેંટને ઝેર આપ્યું હતું એની
તપાસ થઈ—સરકારે એને મદ્રાસમાં કેદ કરી, એના કુ-
ળના શીઆજીરાવને વારસ ઠરાવ્યો. ૧૮૭૪.—રાણીજીના
પાટવી કુંવર હિંદમાં પધાર્યા ૧૮૭૫ ૧૮૭૬—માં આ ગ-
વરનર જનરલ પછી લોર્ડ લિટન આવ્યો ૧૮૭૭ માં
રાણીજીએ કેસરેહિંદ એવો ઈલકાબ ધારણ કર્યો. મદ્રા-
સ તથા મુંબાઈ ઈલાકામાં દુકાળ પડયો, તે અટકાવવાને
રૈયત પર ધંધાવેરો નાંખ્યો ને મીઠાનું મુલ વધ્યું—વિ-
લાયતી સુતરાઉ કાપડ ઉપરની જકાત રદ કરી, ને વર્ત્ત-
માન પત્ર, (પ્રેસ) ને હથીઆરના કાયદા ઠરાવ્યા ૧૮૭૮.—
અફ્ગાનીસ્તાનના અમીર શેરઅલ્લીએ, રૂશીઅન લો-
કોને દેશમાં આવવા દીધા. ને ઈંગ્રેજ સાથેની સંધી
તોડી તેમને રાજમાં આવવા દીધા નહીં. આથી ઈંગ્રેજે
જલાલાબાદ અને કંદહાર જીત્યાં. ને અમીર કુંવરને—

ગાદીએ બેસાડી ભાગી ગયો. ૧૮૭૯ માં યાકુબખાંને ઈં-
ગ્રેજને મુલક આપી દોસ્તી કરી, પણ અફગાનોએ બંડ
કરી. ઈંગ્રેજી રેસીડેંન્ટને મારી નાંખ્યો. રોબર્ટે કાબુલ
જીતી બળવાખોરોને ફાંસી દીધા, ને યાકુબખાંન તથા તે-
ના સસરાને હિંદુસ્તાનમાં મોકલ્યા. આથી અફગાનોએ ઈંગ્રે-
જને ઘેરી ઘણાં માણસ કાપી નાંખ્યાં. વળી યાકુબખાંને કં-
દહાર જીત્યું પણ રોબર્ટે આવી તેને હરાવ્યો. રાજગાદી
અબદુલ રેહેમાનને આપી ઈંગ્રેજી લશ્કર પાછું વળ્યું.
૧૮૮૧- એના પછી લોર્ડ રીપન ગવરનર જનરલ થયા.



# ગવરનર જનરલોનાં નામ

| | |
|---|---|
| વૉર્નહેસ્ટીંગ્સ, | ૧૭૭૪ — ૧૭૮૫ |
| લૉર્ડકૉર્નવાલીસ. | ૧૭૮૬ — ૧૭૯૩ |
| સરજાનશોર | ૧૭૯૩ — ૧૭૯૮ |
| લૉર્ડવેલસ્લી | ૧૭૯૮ — ૧૮૦૫ |
| લૉર્ડકૉર્નવાલીસ (બીજી વાર) | ૧૮૦૫ — ૧૮૦૫ |
| સરજોર્જબાર્લો | ૧૮૦૫ — ૧૮૦૭ |
| લૉર્ડમિંટો | ૧૮૦૭ — ૧૮૧૩ |
| લૉર્ડહેસ્તિંગ્સ | ૧૮૧૩ — ૧૮૨૩ |
| લૉર્ડઆમ્હર્સ્ત | ૧૮૨૩ — ૧૮૨૮ |
| લૉર્ડવિલ્યેમબેન્તિક | ૧૮૨૮ — ૧૮૩૫ |
| સરચાર્લ્સમેતકાફ | ૧૮૩૫ — ૧૮૩૬ |
| લૉર્ડઆકલાંદ | ૧૮૩૬ — ૧૮૪૨ |
| લૉર્ડએલેનબરો | ૧૮૪૨ — ૧૮૪૪ |
| લૉર્ડહાર્ડીંગ | ૧૭૪૪ — ૧૮૪૮ |
| લૉર્ડડલહૂસી | ૧૮૪૮ — ૧૮૫૬ |
| લૉર્ડકેનીંગ | ૧૮૫૬ — ૧૮૬૧ |
| લૉર્ડએલજીન | ૧૮૬૨ — ૧૮૬૩ |
| સરજાનલારેન્સ. | ૧૮૬૪ — ૧૮૬૮ |

| | |
|---|---|
| લોર્ડમેયો | ૧૮૬૯ — ૧૮૭૨ |
| લોર્ડનાર્થબ્રુક | ૧૮૭૨ — ૧૮૭૬ |
| લોર્ડલિટન | ૧૮૭૬ — ૧૮૮૦ |
| માર્કવીસઓફરીપન | ૧૮૮૦ |

## લડાઈઓ.

ઈ. સ. પૂર્વ. ૫000 કુરૂક્ષેત્ર. (પાણીપત) પાંડવે કૌરવને હરાવ્યા.

ઈ. સ. પૂ. ૩૨૭ જેલમ સીકંદરે પૌરવને હરાવ્યો.

ઈ. સ. ૧૦૨૪ સોમનાથ સુલતાન મહમુદે ભીમને હરાવ્યો.

૧૧૯૩ થાણેશ્વર શાહબુદીને પૃથુરાજને હરાવ્યો

૧૧૯૩ પાણીપત પૃથુરાજે શાહબુદીનને હરાવ્યો.

૧૫૨૬ પાણીપત બાબરે ઇબ્રાહીમને હરાવ્યો.

૧૫૨૭ ફતેપુર સીક્રી બાબરે સંગને હરાવ્યો.

૧૫૨૬ પાણીપત હેમુને બેહેરામે હરાવ્યો.

૧૬૫૭ કાશી દારાએ સુજાને હરાવ્યો.

૧૬૫૭ આગ્રા ઔરંગજેબે દારાને હરાવ્યો.

૧૬૫૭ ઉજજણ ઔરંગજેબે જસવંતસીંધને હરાવ્યો.

૧૭૩૪ ડભોઇ બાજીરાવે ડાભાડેને હરાવ્યો.

૧૭૩૮ કર્નાલ નાદિરે મોગલોને હરાવ્યા.

૧૭૪૬ મદ્રાસ ફ્રેંચે ઇંગ્રેજને હરાવ્યા.

૧૭૫૦ ત્રીચીનાપલી ,,

૧૭૫૦ આર્કાટ ક્લૈવે ફ્રેંચને હરાવ્યા

૧૭૫૧ આર્ની ,,

૧૭૫૨ કાવેરીપાક ક્લૈવે ફ્રેંચને હરાવ્યા.

૧૭૫૨ બાહુર લોરેન્સે ફ્રેંચને હરાવ્યા.

૧૭૫૭ પ્લાસી. ક્લૈવે સુરજા દૌલાને હરાવ્યો.

૧૭૫૯ વાંદિવાશ કૂટે લાલીને બુસ્સીને હરાવ્યા.

૧૭૫૯ ચીનસુરા ઇંગ્રેજે વલંદાને હરાવ્યા.

૧૭૬૦ પટણા ઇંગ્રેજે મીરકાસમને હરાવ્યો.

૧૭૬૧ પાણીપત મરેઠાને દુરાનીએ હરાવ્યા.

૧૭૬૧ પટણા મીરકાસમ સુજા દૌલા તથા શાહ આ-
લમને ઇંગ્રેજે હરાવ્યા.

૧૭૬૩ કતવા ઇંગ્રેજે મીરકાસમને હરાવ્યો.

૧૭૬૩ ઘેરીઆ. ,,

૧૭૬૪ બકસર. ઇંગ્રેજે સુજા દૌલાને હરાવ્યો.

૧૭૬૪ કાલપી ,,

૧૭૬૭ અંબુર સ્મીથે હૈદરને હરાવ્યો.

૧૭૬૭ ત્રિનોમાલિ ,,

૧૭૬૭ ચંગામ ,,

૧૭૮૦ પોલીલોર હેદરે બેલીને હરાવી કેદ કર્યો.

૧૭૮૧ પોર્ટોનોવો કુટે હેદરને હરા૦યો.

૧૭૮૧ પોલીલોર ,,

૧૭૮૧ શોલીંગર ,,

૧૭૮૧ ચિલાંબ્રમ ,,

૧૭૯૧ અરિકેરા લોર્ડ કાન વાલીસે ટિપુને હરા૦યો.

૧૭૯૧ શિમોગા ,,

૧૭૯૫ કુર્દલા મરેઠાએ નીજામને હરા૦યો.

૧૭૯૯ માલવેલી આરથર વેલસ્લીએ ટિપુને હરા૦યો.

૧૭૯૯ સદાશિર ,,

૧૭૯૯ શ્રીરંગ પટ્ટણ ,,

૧૮૦૧ પુના. હોલકરે પેશ્વા બાજીરાવને હરા૦યો.

૧૮૦૩ એસે વેલસ્લીએ સિંધિયા તથા વરાડના રા-
જાને હરા૦યા.

૧૮૦૩ આર્ગામ ,,

૧૮૦૩ દિલ્હી લેક સિંધિયાને હરા૦યો.

૧૮૦૩ આગ્રા ,,

૧૮૦૩ લાસવારી ,,

૧૮૦૪ દિગ લેકે હોલ્કરને હરાવ્યો.

૧૮૦૪ ફરકાબાદ ,,

૧૮૦૫ ભરતપુર લેકે ભરતપુરને ઘેરો નાંખ્યો.

૧૮૧૫ મલુન આગરલોનીએ ગુર્ખાને હરાવ્યા.

૧૮૧૬ મકવાનપુર ,,

૧૮૧૬ હરીહરપુર ,,

૧૮૧૭ ખડકી ઈંગ્રેજે બાજીરાવને હરાવ્યો.

૧૮૧૭ કોરેગામ ,,

૧૮૧૮ આષ્ટે ઈંગ્રેજે બાપુ ગોખલેને હરાવ્યો.

૧૮૧૭ નાગપુર ઈંગ્રેજે નાગપુરના રાજાને હરાવ્યો.

૧૮૧૭ જબલપુર ,,

૧૮૧૭ મહિદપુર ઈંગ્રેજે હોલકરને હરાવ્યો.

૧૮૨૪ રંગુન આર્ચિબાલ્ડ કેમ્પબેલે બર્માને હરાવ્યા.

૧૮૨૫ પ્રોમ ,,

૧૮૨૫ પાગામ ,,

૧૮૪૦ પર્વાન ઈંગ્રેજે અફગાનોને હરાવ્યા.

૧૮૪૨ કંદહાર ,,

૧૮૪૩ મિયાની સરચાર્લસને પીઆરે સિંધના અમીરોને હરાવ્યા.

૧૮૪૩ હૈદરાબાદ ,,

૧૮૪૩ મહારાજપુર ગોફે સિંધીયાને હરાવ્યો.

૧૮૪૩ પનીઆર ગ્રે. ,,

૧૮૪૫ મુદકી ગોરે શીખને હરાવ્યા.

૧૮૪૫ ફિરોજ શોહેર ,,

૧૮૪૫ બદિવાલ શીખે ઇંગ્રેજને હરાવ્યા.

૧૮૪૬ અલિવાલ ગોરે શીખને હરાવ્યા.

૧૮૪૬ સોબ્રાન ,,

૧૮૪૯ રામનગર ગોરે શીખને હરાવ્યા.

૧૮૪૯ કિનેરી ,,

૧૮૪૯ સદુસેન ,,

૧૮૪૯ ચિલિઅન વાલા. ,,

૧૮૪૯ ગૂજરાત ,,

૧૮૫૨ રંગુન ઇંગ્રેજે બ્રમીને હરાવ્યા.

૧૮૫૨ પેગુ ,,



# જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલા ઠેકાણેથી રોકડી કીમત મળશે. દશ ને તે ઉપરાંત રાખનાર પાસેથી ટપાલ ખર્ચ લીધામાં નહી આવે, દેશાવરના ગ્રાહકોએ પાસ્ટેજનો ½ અર્ધો આનો વધુ મોકલવો.

| | |
|---|---|
| ઉમરેઠ | વ્યાસ નાથાભાઈ લલુભાઈ ઠેકાણુ રૂધનાથજીની પોળ (વડે ચોરે.) |
| વઢવાણ, | કંપાઉન્ડર પ્રેમશંકર ચતુર. |
| મહુવા. | નેટીવ લાઇબ્રેરીના સેક્રેટરી. |
| માંડવી (સુરત) | જંગલ કારકુંન અંબાલાલ મયારામ. |
| રાજકોટ | વિજ્ઞાન વિલાસ ઓફીસમાંથી. |
| અમદાવાદ. | ગુ. વ. સોસાયટીની ઓફીસ. |
| નડીઆદ. | રા. રણછોડલાલ ખુશાલદાસ ઠે. અમદાવાદી બજાર. |
| ભાવનગર. | આત્મારામ નારાયણજી. |

